२६६५

॥ श्री ॥

# ॥ व्रजरतनजी विरह ॥

२६६५

नगपुरना महाराज

लिलामां पधार्या विषे.

રચનાર. ૧૬૮૧

વઈદ મુલજીભાઇ રામનારાયણ.

વઈદ્દ જેઠાલાલ મુળશંકર

છપાવિ પ્રસિદ્ધ કરનાર.

નડીઆદ

સત્યસાગર પ્રેસ.

સને ૧૮૮૨—સંવત ૧૯૩૮

કિંમત રૂ૦-૧-૦

## સુચના.

નીચે લખેલે ઠેકાણેથી રોકડી કીમતે મળશે.

નડીઆદ સત્યસાગર પ્રેસમાંથી.

" વૈદની પોળમાં વ્યાસ જેઠાલાલ મુળશંકર તથા મુળજી રામનારાયણની પાસેથી.

વડોદરા હા૦ આ૦ માસ્તર ઇછાશંકર રવીશંકર પાસેથી. મીયાં મહમદની વાડીમાં

સણુગુ બુકસેલર કાશીભાઇ જેભાઇ પાસેથી તથા બીજા ગામોના બુકસેલર પાસેથી.

ચા૦ મનસુખ મગનલાલ નકલો ૧૦૦

જે માણસ દશ કરતાં વધારે કોપી લેશે તેને કમીશન કાપીઆપવામાં આવશે.

# પ્રસ્તાવના.

જે સદ ગ્રૃહસ્થો, વૈશ્નવો અને આપણા દેશી મીત્રો-એ ઘણાં વરસ સુધી માહારાજના દર્સનનો લાભ લીધો તે હવે લીલામાં પધાર્યા તે વિશે તેમની યાદગીરી, અને દીલગીરીના કીર્તિસ્થંભ રૂપી આજે પુસ્તક અને ઇશ્વરી કૃપાથી રચ્યું છે.

તે સર્વ દેશી મીત્રો વિનંતી પુર્વક માન કરશો, અને ભુલ ચુક માફ કરશો.

આ પુસ્તક જાહેર પાડનાર આપ સર્વ સદગૃહસ્થોના

દાસ.

વ્યાસ. જેઠાલાલ મુળશંકર.

# શ્રી વ્રજરતનજી વિરહ.

## દોહરો.

સરવ ‍‍‍‍‍‍‍‍‍‍‍‍વીનો દાસ હું, વર્ણવું છું આ વાર;
હે સદગૃહસ્થો દેશના, સાંભળજો નિરધાર. ૧

## સ્વરૂપાલંકાર દોહરા.

સરવે ગુણ સલક્ષણા, વદન ચંદ્ર આકાર;
ચાલ જાણે હેસ્તી તણી, બોલ ઉપર બલિહાર; ૨
ઘણી સુઘડતા દેહની, દેવ રૂપ અવતાર;
શોભા તે હું શી કહું, અપરમપાર અપાર. ૩
નિત્ય નવાં આભુષણ ધરે, નવાં વસ્ત્ર શુભ કાય.
નીત્ય નવાં ભોજન કરે. આનંદ અંગ ન માય. ૪
દસ આંગળિએ વેળિયાં, શોભે લીલમ સાર;
કેશર વાગા છાંટિયા; ભ્રગુટિ ધનુષ આકાર. ૫
ઝરડી પાઘ મસ્તક ધરે, ફરતી મોતિની ઝુલ્ય;
બાંધે બાજુ બંધ વળી, પોંચી નંગ અમૂલ્ય. ૬
મૃગ નયન કટી કેશરી, હીરાદંત સમાન;
કગર જમાદ્યો ઓશિઓ. કુંદન મુઠ નિધાન; ૭
મુગતા માળા કંઠ વિષે, કર્ણે કુંડલ અમૂલ્ય;
તમાં મણી શોભે ઘણું, ચીંતામણી સમતુલ્ય. ૮

ઉદર કમળ સરીખડું, જંગા બે કદલિ છોડ;
ભાલ ટીલક ઉભુ કરે, નહિ સરખિ કોઇ જોડ. ૯
ચંદન હાર શોભાવતાં, હયેલી અંબુજ વર્ણ;
સુક સારકી નાસીકા, નહી કો માનવ ધર્ણ. ૧૦
પાન ચાવે પ્રિત શું, હીંચે હીંદોળા ખાટ;
પાની કુમ કુમ લોળ છે, શોભે ઝાક ઝમાટ. ૧૧
અંધારે અજવાળુ સહી, ન પડે દિપકનું કામ;
સદા ખુશાલી તે મને, વ્રજરતંનજી નામ. ૧૨

ઈતિ શિખરણી છંદ.

અરે મોત્રો મારા દુઃખ ધરૂ હું મંન અતિ ઘણું;
ન કહેવાય મુજથી, ગાન ગુણીજન ગુણ તણું. ૧૩

દોહરો.

લાલબાવા વૈકુંઠ ગયે, કરત શોક નરનાર
સાંભળજો સજજન સહુ, કહું સર્વે પ્રકાર. ૧૪

ઈંદ્રવિજય છંદ.

રે મહરાજ ગયા અક્ષરાતિથ,
અંતર દૂખ નિરંતર આવે;
જાતુ રહ્યું સુખ તો વરષાંત્તર,
ભોજન કોઇજને નવ ભાવે. ૧૫
રે કરવું હવે કેમથશે ભઇ,

વૈધવ્યનું દુઃખ કોણ સમાવે;
રે મમ ભારી છબી તમ કેરિજ,
શોક અતી મનમાંહી ધરાવે. ૧૬
સવંત ઓગણિ આડતરિસનિ,
દ્વી વર્શુ પૂરાણુ સાલજ સારી.(૧૮૮૨)
રૂડો શુભ માસ અસાડજ છે વળિ,
સુદ તીથિ અગીઆરસ ભારી. ૧૭
તેજ દિવસે ગયા નર આપજ,
શોક રયો છે બધે ભઇ વ્યાપી;
કે મુજ મીત્રજ દૂઃખ ધણા જનના,
મન માંહિ રયું છ તથાપી. ૧૮

(દહનાલંકાર) હરિગીત. (દહનક્રીયા)

કાષ્ટ તો ચંદન તણાં વળી, પીપળાનાં મંગાવિયાં;
તુલસી તણાં મંગાવિને, મંથાગ્નિથી સળગાવિયાં. ૧૯
પ્રગટ્યો હુતાસન તે સમે, શ્રૂન રેડીયું વિધી વડે;
સૌ સ્નાન કરિ ઘર જાયછે, લોકો ઘણા ત્યાં તો રડે.૨૦
હડતાળ પડિ તેણે સમે, તવ નગ્ર બાધાની મહી;
દુકાનો તો બંધજ કરિને, શેઠીઆ આવ્યા તહીં.૨૧
નવસેં અને નવાંણુ નદિનાં, વારો ત્યાં થંભી રહ્યાં;
પશુ પક્ષી માનવ નનમાં, તવ શોક પૂર વહી રહ્યા.૨૨

હિંદુસ્થાનિ ભાષાનું તુલસીકૃત રામાયણનો રાગ.

ચોપાઈ.

॥ जब महराज बैकुंठ सिधावा, ॥
॥ तब मनुष्य अति दुःख मन पावा ॥ २२
॥ दुख धरत दुनियाहीं सब भाइ, ॥
॥ शोक करत बइश्चव सब माइ ॥ २३.

દુહા.

॥ शोक शोक नग्रसें भयो पशु पक्षी अरु जंन, ॥
॥ कोइकुं अंन भावत नहीं, ढुंडत ढुंडत सब मंनरे॥२६

ચોપાઈ.

॥ ढुंडतढुंडत सब मन अनुरागा. ॥
॥ सबही बैठे अनुपर दीन जागा. ॥
॥ शोक भयेहीं दुनिया सब भारी, ॥
॥ दुख धरत उरमांही नर नारी. ॥ २७

દુહા.

॥ दुख भयो नर नारकुं, कबहु न सुजत काम;॥
॥शोक धरत बैठे रहे, दीन दीनपर अरु जाम.॥ २८

## ચોપાઈ.

॥ आंसु पडतहीं चल त बहु वारी, ॥
॥ स्मरण करतही जन सब मोरारी. ॥ २९

## લલિત છંદ.

પરમ પ્રીયરે પ્રાણનાથ રે,
જગત વંદે સૌ જોડી હાથ રે;
શું રે ગમ્યું તને જગતગાય રે,
તે દુઃખ વિજોગનું ના ખમાય રે. ૩૦
નટપુરી તણું નાક તો ગયું,
દુઃખ દીલમાં વ્યાપિ તો રયું;
કયમ થશે હવે વીશ્વ માંય રે,
દુઃખ વિજોગનું ના ખમાય રે. ૩૧
સદગુણી ઘણા ને દયાળ રે,
દિન જનો તણા પાળનાર રે;
બંધિ જનો ઘણા ગુણ ગાય રે,
દુખ વિજોગનું ના ખમાય રે. ૩૨
ગુણ ઘણા હતા આપ માંય રે,
સરવ વીનવ્યું ભાંઇ મેય રે;
જરૂર તો ગયું સાર્વ સૂખ રે,

દુખ વિજોગનું ના ખમાય રે. ૩૩
મહલ માળિયાં ને અવાસરે,
મનુષ દેખિને પામે ત્રાસ રે;
અરર શું થયું મીત્ર આજ રે,
દુખ વિજોગનું ના ખમાય રે. ૩૪

## સોરઠો.

કહું છુ હું આ વાર, સાંભળજો હો સેઠિઆ;
સુનો પડ્યો સર્વે સાથ, ઝાંખા પડ્યા જ ખંગલા;
સુંદર લાલ બજાર, તે પણ તો સૂનું પડ્યું
જાતાં તો મહરાજ, નટપુર થામ પડી ગયું.

## મનહર છંદ.

સારા દેવ માહારાજે, સ્વર્ગ માંહે કીધો વાસ.
તેહ દુઃખ છોડી થા વડેજ સુખ ધારવું;
મનુષોના હૈયા કેરા જાતા રયે હૈયા થંભ,
ઘણું ઘણું દુઃખ તે તો કેમ કરી ટાળવું ૩૬
બ્રાહ્મણોના સુખ કેરા દાતાર આધાર, ગયે,
કોને હવે ગુજરાન થી રીતે સંભાળવું;
સુણી સર્વે દેથી મીત્રો દીન તણા પ્રતીપાળ,
નટપુરમાંથી ગયે દુઃખ અતી ધારવું

## ઝુલણા છંદ.

ઉઠી પરભાતમાં, દંત ધાવન કરી;
મુખ પખાલીને, સ્નાન કરતા;
બ્રહ્મ ભજણુ વળી, આપ મન ધારીને;
વેદ સમૃતી તો, યાદ કરતા. ૩૮
સંધ્યા વંદન કરી, ધ્યાન હરીનું ધરી;
વસ્ત્ર ધારણુ કરી; આપ જાતા;
જગત દુઃખ ટાળવા, ધર્મ સંભાળવા;
ભક્તનિ વારે તો આપ ધાતા. ૩૯
એવા થયા નથી, કોઇ થાશે નહી;
ધરમ જન આતમા, જગત માંહી;
એવું હું આચરૂં, શ્રોતા મનમાં ધરે;
ધરમ ધુરંધરજ, વિશ્વ માંહી. ૪૦

## પ્લવંગમ છંદ.

આગળ ડંકા નિશાન, પછીઆપ માલતા;
પોલીસ છડી છડિદાર, ઢળકતા ચાલતા;
મેઘાડંમર માંય, આપજ. બિરાજતા;
વૈશ્નવ જન ઘણાય, દરસને આવતા. ૪૧
દીનતણા પ્રતિ પાળ, સુધર્મ ચલાવતા;

દેવ અર્ચા ને કાજ, પ્રીતે પધારતા;
દેખી મનુષ્ય ઘણાય. જય જય ઉચ્ચારતા;
તે દેખિ આ બનાવ, દુઃખ અતિ ધારતા. ૪૨
ત્રાય કરે પોકાર, નગરમાં જન સહુ;
બાળક વૃધ જુવાન; અને પક્ષિઓ સહુ.

દોહરો.

ધન શોભાને લાયકી, સઘળી તો ઉજ્જાસ;
તે સઘળુંજ જતું રહ્યું, કહુ છુ હું આભાસ.

મનોહર છંદ (વિયોગ પ્રબંધ)

દુઃખી જનને દેનારા, સુખના દાતાર ગયે;
કોણ હવે શાંન્તી કરી, દુઃખને સમાવશે;
સુખ તણા દેનારને, સુખી સુખકાર ગયે;
કોણ હવે હિમતથી, સુખ તો ધરાવશે. ૪૪
ચુકાવી ચુકાવીને જો, ચુકી છે એ વાત પણ;
ચુકાવાતી નથી શું, ચુકાવતાં ચુકાવીએ;
સુણો સર્વે સદ્ગૃહસ્થો, ગુરૂ લાલભાવા વિના;
હવે કેમ કરી મનમાં ધીરજ ધારીએ. ૪૫
ધરી ધરી મન માંહી, ધારીએ ધીરજ પણ;
ધરતાં ધરાય નહીં ધીરજ શુ છાતીએ;
ડતાં છોડાતી નથી માયા તમ લાભકારી,

છોડીએ શું છોડાવતાં છુટકારે છોડીએ. ૪૬
પ્રકાશમાં ઉભા રેતાં દીનકર પડે ઝાંખો,
એવુ તમ કેરૂ નુર થી રીત વખાણીએ;
ગુરૂ મહારાજ વિના કહો સાચુ મિત્ર મારા,
હૈયા તણું દુઃખ કોની આગળ ઉચારીએ. ૪૭

( તેમના વિના કેવું લાગે છે. )

લાલ મહારાજ વીના દુનિઆ દેખાય ઝાંખી,
દુખનો ભરેલો એવો દુખીઓ સંસાર છે;
હીંમત ધરાવનાર ધણી તો ધીરાજ ગયે,
તેજ શોક થકો સુખ કોણ માણનાર છે. ૪૭
નગરના બંગલાને સરોવર તણાં વારી,
બાગને બજાર એતો સુનાં પડી ગયાં છે;
નર નારી પશુ પક્ષી દુનિઆ આલમ સહુ,
તમારા વીના તે દીગમુઢ બની રહ્યાં છે. ૪૯

( દહન સ્થળનો દેખાવ. )

સોરઠો.

જોને સાગે પાર, ઓરે તંબુ તાણીઆ,
તની મહિ મહરાજ, ભસ્મજ રૂપે થઇ ગયા. ૫૦
ચોકીદારો ચાર, રાત્રિ દિવસ તહિ સુઇ રહે;
ત્યાં જાતાં મુજ પાય, થરથર તો કંપી રહે. ૫૧

## રાગ વેરાડી. ( લંબાવીને )

મને મારીને રથડા ખેડરે હો ??? બાળા રાજારે ??? એ રાગ,

જેજે વ્રજરતનજી મહારાજ, આપતો રૂડા હતારે;
શ્રી મથુરાંનાથજી કેરા બાળ, આપ ભલા થઈ ગયારે;
આપે ઓળખાવ્યું નટપુર ગામ, કરી છપન ભોગનેરે;
કર્યું નટપુર શ્રીદ્વારીકા ધામ, પછી પોતે પરવર્યારે;
કર્યા ઘણાં ઉપકારી કામ, દયા કીધી બહુ બહુરે;
આપે લીધી છે અતિશય ભલાસ, દુનીયાંની માંયથીરે;
આપે સર્વેને દીધાં દરસન, પીસતાળી વરસ સુધી રે;
પછી આપે કર્યો છે એક ખેલ, લોકોને બતાવવા રે;
થયુ પાકુ તે ગરદન હેઠ, તણે બહુ માઠુ કર્યું રે;
શુભ એકાદશીને દીન, આપ તો પધારીઆ રે;
આપ પધાર્યા લીલા માંય, સેવામાં જઈ દાખલ થયા રે;
આપને મેનાપોપટનો ઘણો શોખ, તતો આપે પાળીયારે;
આપે પાળીતી સસલાં કેરી જોડ, ત તો બહુ રડવડેરે;
૫૮

## છપ્પો.

મુ લક આપણા માંય, જે હ મહેરાજા કહાવે;
લ ક્ષણવંતા સાર, ઠા મ કીર્તી જન ગા
જી ભથી બોસે ન જુઠ, લા ખેણા મનુષ

ભા ર વકરે જેમનો, લ ક્ષો લોકોમાં ગાવે;
ઈ શ્વરની જે કીરપાયકી, એ વા નર તો થઇ ગયા;
વૈ માનમાંય બેસી કરી, દે વલોક વીશે ગયા. ૫૯

## રાસડો.

### રાગ પરજ.

રૂવે રામ રામ પોકારી રે વજરતનજીને સંભારી રે. ટેક.
વીક્રમ કેરૂ વરસજ કહીએ, અગરાડસેં ને તાણું;
અસાડ વડી દસમે જનમ્યા, શોભા થી હું વખાણું. રૂવે.
ઓગણીસેંની આડતરીને સાલે, નવ રાખી કંઇ નુન્ય;
છપન ભોગ કરી નટપુરમાં, પુરાણુ કીધું પુન્ય. રૂવે.
નટપુરમાં માજંન જમાડયું, ગ્રામ ભોજન પણ કીધ;
બ્રાહ્મણોને ભોજક કરાવ્યાં, બ્રહ્મ દક્ષણા બહુ દીધ. રૂવે.
પુન્યનો સંગ્રહ અતિશય કીધો, તે તો શું શું લખાય;
જ્યારે જ્યારે આ વાત સાંભળે ત્યારે દુઃખ અતિશે થાય. રૂવે
પુન્ય તણા ઘણા મારગ ઝાલ્યા, ખરચી દામ ઘણોક
રૈયતને તો સુખ પમાડયું, નહીં કોઇને મન શોક. રૂવે
છોડ તો અક્ષય કિર્તીનો રોપ્યો, ઉગ્યો તે જગત મોઝાર;
૧ની હવેલી સરસ બનાવી, હોંશ તો મનમાં અપાર. રૂવે
છોડાવ્યો સૌ લોભિયા કેરો, ડાહ્યા રાખી પાસ;
રા ચોર હોય તે, નામ સુણી પામે ત્રાસ. રૂવે

નીત્ય આનંદમાં રૈયત રે'તી, મોજ શોખ ખુબ થાય;
એવામાં અસુખની વાત સાંભળી, થરથર સો કંપાય. રૂવે
શોખી જનોએ શોખ તજીઓ, ઉડી ગયું સોનું નૂર;
ધનુષ ધારીએ ધનુષ તજીઆં, સુરાએ મુકયુ સુર. રૂવે
વિનંતી કરે સૌ ઇશ્વરને જન, આ વખતે તું ઉગાર;
સુખકારી ને શાન્તી કરીને, આયુષ લાંબુ વધાર. રૂવે
જે જોઇએ તે તેજ વગરનું, ઝંખવાણું તો જણાય;
આખા નગરે આંખે આંસુ ભરીયાં, કલ્પાંત કરે સૌ પાય. રૂવે
સંવત (૧૯૩૮) ઓગણી આડતરીસ, અસાડે કીધો કોપ;
સુદ અગીઆરસને મધ્યાને, આપ ગયા દેવ લોક. રૂવે
દુખરૂપી આ સંસાર છોડચે, મંન થયું દિલગીર;
ઝવાળ લાગી આ રૂદય વિષેથી, નયણે વહે છે નીર. રૂવે
સાંભળી ટોળાં મળીયાં મનુષ, પવન વેગે થયું જાણુ,
સર્વેના શીરના છત્ર ગયેથી. રડે કરી ખુમરાણુ. રૂવે
ક્રોધ કરી કુડું ન કીધું, હસતું મખ હમેશ;
નાંનાં મોટાં સૌ સરખાં ગણી તમે, સુખી કર્યો નીજ દેશ. રૂવે
સાંભળી સાંભળી સ્નેહ તમારો, લોકો પાડે સૌ પોકાર;
દુખીઆ કેરૂ દુખ કોણુ છોડે, કયાં દુખ કરસે વિસાર.
આ વાત દેખી સૌએ નજરે, લોકોને પ્રગટયો શોક
સર્વે જગાએ દુખની હાક વાગી, રૂવે નગરના

ચોટે ચોટે લોક ઉચાટે, દીન પંચ પડી હડતાલ;
ત્રાય ત્રાય સૌ લોક કરે છે, કોણ લેશે સંભાલ. રવે
પનીઆરે ભર્યાં બેડલાં ફોડ્યાં, તેલીએ ઢોળ્યાં તેલ;
દોરા તોડી સઇએ સોયો ભાગી, સરવેનો કથળ્યો ખેલ. રવે
કાપડીએ કુંચા વાળી કાપડ કેરા, નાંખ્યા ખજાના મોઝાર;
વોરા લોકે વેપાર તજીઆ, જહાં તહાં પડીયો પોકાર. રવે
કાછીયે શાક વેચવાં મુક્યાં, ગાંધીયે ભીડી દુકાન;
સૌએ પોતાનો વેશજ બદલ્યો, ભુલી તનનું ભાન. રવે
વડા કારભારી છગુભાઇ ને હરગોવીંદ ભાઇ સાર;
બીજા ઘણા વૈશ્નવો, તે તો કરે મુખથી પોકાર. રવે
બીજા કારભારી અમરતલાલ ને ગોરધન ભાઇ સાર;
દામોદર ભવાની ભાઇ ને, બીજાં રવે નરનાર. રવે
સરવેના મનમાં શાન્તી કરાવો, હે પ્રભુ દીનદયાળ;
એવું અમે મુખથી કહીયે, જગત તણા પ્રતીપાળ. રવે.

## જાહેર ખબર.

આપણા નટપુરના માહારાજ જે લાલબાવા ઉર્ફે ગોસ્વામી આ દુનિયામાં પોતાનું અચળ નામ ને અક્ષય કીર્ત્તી મુકી ગયા છે એમની યાદગીરીને વાસ્તે આ ચોપડી મધ્યે વઇદની પોળમાં વઇદ. જેઠાલાલ મુળશંકર ભાઇ રામનારાયણને ત્યાંથી રોકડી કિંમતે મળશે.